# મહાત્મા થવાનો સાચો માર્ગ

(આમાંનાં થોડાં વાક્યોનો સારાંશ)

મનુષ્યના વિકાસમાં અડચણ નાખનાર માત્ર તેનું અજ્ઞાન છે

મનુષ્ય કેવાના સમાગમમાં વિશેષ આવે છે તે ઉપર તેની ચડતી કે પડતી થવાનો આધાર છે.

રોગ જેટલો ચેપી છે તેટલુંજ સુખ તથા આરોગ્ય પણ ચેપી છે.

કુદરતના નિયમોનું અજ્ઞાન કે અવગણના સર્વ રોગ–દુઃખનું કારણ છે. કોઈ પણ દુઃખ કે રોગને ઈશ્વર નહિ પણ મનુષ્ય પેદા કરે છે

રોગી થયા પછી રોગ ટાળવો, એ કરતાં રોગજ થાય નહીં એવી રીતભાત સૂચવવી, એજ વૈદ્યનો મુખ્ય ધંધો હોવો જોઈએ.

આપણી કલ્પનાઓની હદ એજ આપણા વિકાસની હદ છે.

દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથી થાય છે.

બીજાનું ભલું કરવામાં તમે તમારી જાતને જેટલી ભૂલી જાઓ, તેટલું તે કામ વધારે સારું થઈ પરિણામ પણ વધારે સારૂં આવવાનું.

દયાવિનાનું જીવન એ સાચું જીવન નથી પણ જીવતું મરણ છે.

બીજાઓનું ભલું કરવામાં આપણું પણ ભલું થાય છે.

મનુષ્યને તેની જાતનું અને તેનાથી અજાણી રહેલી તેની શક્તિઓનું જ્ઞાન આપવું; એના જેવો માનવસેવાનો ઉત્તમ માર્ગ બીજો નથી.

જયાં સત્યની ઈચ્છા અને સ્વીકાર નથી ત્યાં તે જતું પણ નથી.

સત્યને સંપૂર્ણ જાણવું હોય તો તેના સિવાયની બીજી બધી ઈચ્છાઓ અને ખટખટો દૂર કરો અને સત્યને જાણી અમલમાં મૂકો.

પ્રાપ્ત શક્તિનો પૂરો સદુપયોગ થાય તોજ શુભ ભાવના પૂરી ફળે છે.

આપણી ભાવી સ્થિતિનો આધાર આપણા આજના વર્તન પર છે.

એવી એક પણ વસ્તુ કે સ્થિતિ આ વિશ્વમાં નથી કે જેના તરફ એકનિષ્ઠા અને સર્વભાવથી ચાલનારો તેનાથી બેનસીબ રહે.

(સાંધણ જુઓ આની પાછલી બાજુ)